શ્રી

# ચતુઃશ્લોકી શ્રીમત્ ભાગવત્નો ગુજરાતી ભાષામાં અર્થ.

વિષ્ણુબાંવા બ્રહ્મચારી.

એઓએ કરેલો તે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**મણીભાઈ હરલાલ મેહેતા.**

( આવૃતી બીજી )

**અમદાવાદમાં**

સમશેર બાહાદુર છાપખાંનામાં છાપ્યો.

---

સંવત ૧૯૪૧ શકે ૧૮૦૭

કિંમત ૧ આનો.

૨૫૨૭

# શ્રી

# ચતુઃશ્લોકી શ્રીમત્ ભાગવતનો ગુજરાતી ભાષામાં અર્થ.

## શ્રીભગવાનુવાચ

॥श्लोक॥

ज्ञानंपरमगुह्यंमेयद्विज्ञानसमन्वितम्
सरहस्यंतदंगंचगृहाणगदितंमया ॥१

૧ આ બ્રહ્મદેવ "મે" એટલે મારૂં તથા મારૂં એટલે હું જે સર્વ પ્રાણિ માત્રના અભાવ રૂપી અજ્ઞાતાપણાને હું હું કહેવાને તથા હું કોણ છોં એ મને ખબર નથી એમ કહેવાને હું કહેવાનો પદાર્થ રૂપી આધાર જે સર્વ સૃષ્ટિરૂપી પ્રકૃતિ-તથા શરીરરૂપી પ્રકૃતિ એવી એ બેઉ મળીને એક રૂપ પ્રકૃતિને આધાર જે પુરૂષ આ પ્રમાણે હું જે પ્રકૃતિ પુરૂષ રૂપી સમષ્ટિ ઇશ્વર તે "મે" એટલે મારૂં. "પરમગુહ્યં જ્ઞાન" એટલે ઉત્કૃષ્ટ ગુહ્ય જ્ઞાન એટલે અજ્ઞાતા જીવે હું હૃદયસ્થ જે તે મને પકડી જે સંસાર પકડ્યો તેના વ્યવહારોનું બંધનરૂપી જે જ્ઞાન તે મારૂં પરમગુહ્ય

જ્ઞાન નથી તથા પોતે અજ્ઞાતા મૂળેજ નથી પણ જે હૃદય-સ્થની સત્તાથી શરીરના સર્વ ધર્મ યથાસ્થિત ચાલેછે અથવા ઓછા અદકા થાય છે તથા તે ફેરવવાને જેના શિવાય કોઈ-નીજ સત્તા નથી એટલે પહાડ ખરીને તેની રેતી થવી તથા જવાળામુખીએ કરી રેતીનો રસ થૈ ફરી પહાડો બનવા અ-ને પાણીએ નીચાણ તરફ વહેવું તથા ગુરૂત્વાકર્ષણે આકર્ષણ કરી રાખવું તથા વિદ્યૂદાકર્ષણ, કેશાકર્ષણ, સ્નેહાકર્ષણ વિગેરે આકર્ષણ શક્તિઓએ પોત પોતાના વ્યાપારમાં રહેવું તથા અગ્નિએ બાળવું અથવા અનેક પદાર્થોનું સમ્મેલન તથા પૃથ-ક્કરણ કરવું તથા પાણીના તથા વાયુના પ્રવાહોથી આ તર-ફના પદાર્થ તે તરફ જઈ અનેક આકૃતિ બનવી તથા સૂર્ય, ચંદ્ર, ગ્રહ, તારાઓ, પૃથ્વી ઈત્યાદિ પદાર્થોએ નિયમિત સ્થિ-તિમાં ફરવું ઇત્યાદિ ઉત્પત્તિ સ્થિતિ સંહારકર્મ વિગેરે જેટ-લા વ્યાપાર સહજ સ્વાભાવિક પદાર્થ ધર્મથી થાયછે એવું કહેછે અને તે કાંઈપણ સૃષ્ટિના ઉત્પત્તિ, સ્થિતિ, સંહારના ઉપયોગને વાસ્તે હોયછે, એમ જીવ કલ્પેછે, તે સહજ સ્વા-ભાવિક વ્યાપારજ જેના જ્ઞાતાપણાની ઉત્પત્તિ સ્થિતિ સંહાર કરવાની સત્તાછે તથા તે પ્રલ્હાદને વખતે ફેરવી તેવી ફેરવ-વાને પણ તેજ સત્તાધારી સમર્થછે વાસ્તે તેજ છે આપણે બિજા મૂળેજ નથી. એવો અનુભવ લેવો એજ અજ્ઞાતા જી-વોનું મોક્ષજ્ઞાન છે એ પણ મારૂં પરમગુહ્ય જ્ઞાન નથી પણ

એવા આ જીવોના બંધ મોક્ષના જ્ઞાનથી પર, હું જે સમષ્ટિ ઇશ્વર તે મારૂં જ્ઞાનછે તથા તે સૃષ્ટિમાં જે સહજ સ્વાભાવિક પદાર્થ ધર્મછે એવું અજ્ઞાની કલ્પેછે તેઓનું ઉત્પાદક તથા નાશક મારૂં જ્ઞાન છે એવો જે હું જ્ઞાનવાન સમષ્ટિ-ઈશ્વર તે મારૂં જે મારા સ્વસ્વરૂપના અત્યંત અભાવ કરવાનું ઉત્કૃષ્ટ જ્ઞાન તથા અજ્ઞાતા જીવોને તે અતિશય ગુપ્તજ્ઞાન છે તેજ મારૂં પરમગુહ્ય જ્ઞાનછે. આ પ્રમાણે મારૂં પરમ ગુહ્યજ્ઞાન જે "તદંગંચ" તેમજ તે પરમગુહ્યજ્ઞાન જે તેના અંગો એટલે મારાં જે મારાં અંગના જ્ઞાન હોવાનાં લક્ષણો છે તેજ મારા પરમગુહ્યજ્ઞાનના અંગો છે એટલે મહાન સંતોના જેમ સહજ સ્થિતિના લક્ષણો હોય છે તેવાં મારા જ્ઞાનનાં લક્ષણોછે તથા "સરહસ્યં" એટલે મારો મને જે મારા પરમ ગુહ્યજ્ઞાન લક્ષણોનો અર્થ છે તેજ મારા પરમ ગુહ્ય જ્ઞાનનું રહસ્ય છે તેજ સંતોના શરીરમાં જ્ઞાન ભક્તિનું રહસ્ય એટલે ભક્તિ રહસ્ય દિસેછે તે સર્વ ભક્તિરહસ્ય "વિજ્ઞાન સહિતં" એટલે અનુભવ સહિત એટલે મારૂં પરમગુહ્ય-જ્ઞાન તથા તે જ્ઞાનનું રહસ્ય અટલે તે મારા પરમગુહ્યજ્ઞાન-નું ભકિતરહસ્ય એટલે પ્રીતિ રહસ્ય તથા પ્રીતિ રહસ્ય એટલે આનંદ રહસ્ય તથા તે જ્ઞાનના અંગો એટલે લક્ષણો એ સર્વેનું વિજ્ઞાન તથા વિજ્ઞાન એટલે વિશેષજ્ઞાન તથા વિશેષજ્ઞાન એટલે તને તારૂં અજ્ઞાતારૂપી અત્યંત અભાવ

રૂપ દ્વૈતપણું મૂળેજ ન હોઇને મારાજ પરમગુહ્યજ્ઞાનનો તથા તેના ભક્તિરહસ્યનો એટલે પ્રીતિરહસ્યનો તથા તેના લક્ષણ રૂપી અંગોનો અનુભવ આવી તું ભિન્ન હું એવો નથીજ તું એ હુંજ છીં તેવોજ અજ્ઞાતા અજ્ઞાનરૂપી દ્વૈત નહોવા પછી રહીશ એવા અનુભવ સુધ્ધાં એટલે વિજ્ઞાનસુધ્ધાં મારૂં પરમ ગુહ્યજ્ઞાન "મયાગદિતં ગ્રહાણ" એટલે મારા થકે નિકલ્યું કે લે. એટલે હું જે સર્વ હૃદયસ્થ તે મારા સહજ જ્ઞાતાપણાના અસ્તિત્વ થકે સંકલ્પરૂપે કરી બોલવું થયું કે તું તે થતાંવારજ ગ્રહણ કર. પણ તે મારા બોલવા ઊપર એટલે મારા હૃદયસ્થરૂપ થકે ઉઠેલાં ભાષણ ઉપર તારૂં અજ્ઞાતાપણાનું ભિન્ન અસ્તિત્વ નથીજ તેથી તારા અભાવે તારા કુતર્ક નથીજ એ મારૂ હૃદયસ્થ જે હું તે મારા થકે જે મારા પરમગુહ્યજ્ઞાનનો તથા ભક્તિરહસ્યનો તથા તેના લક્ષણરૂપી અંગોનો અનુભવ ઉત્પન્ન થશે તેજ મારૂં મારા થકે થયેલું બોલવું છે તે તું ગ્રહણ કર એટલે દ્વૈત અભિમાન છોડીને લે.

**यावानहंयथाभावोयद्रूपगुणकर्मकः॥**
**तथैवतत्वविज्ञानमस्तुतेमदनुग्रहात्॥२**

૨ પણ આ બ્રહ્મ દેવના શરીર માહેલા અજ્ઞાતા જીવ, તારા વિષયોના સંકલ્પ છુટી મારા હૃદયસ્થ ઇશ્વિરત્વનો ભાવ મારી કૃપા શિવાય તારૂં અજ્ઞાતાપણું જઇ તને પ્રાપ્ત થવા-

માં નહીં એ મારૂં હું હ્રદયસ્થ ઇશ્વિર પ્રસન્ન થૈ કહુ છૌં કે "યાવાનઅહં" એટલે જેવો હું તારા અજ્ઞાતાપણાને ભાસું છૌં તેવો ન છતાં જ્ઞાનવાન છૌ "યથાભાવ:" તથા જેવો મારો મને અસ્તિત્વ ભાવ છે "યદ્રૂપગુણકર્મક:" તથા જેવું મારૂં મને રૂપ છે તથા જેવા મારા મને ગુણો છે તથા જેવો હું સર્વેને કર્મ કરનારો દિસતો છતાં સર્વેના ક્રિયા કર્મોના ઠેકાણે અલિપ્ત છૌં "તથૈવતત્વવિજ્ઞાનં" તથા જેમ મારા તત્વરૂપ અસ્તિત્વનું મને અનુભવિકજ્ઞાન છે એટલે વિજ્ઞાન છે "અસ્તુતેમદનુગ્રહાત્" તે મારા હ્રદયસ્થ રૂપના અનુગ્રહે કરી એટલે કૃપાએ કરી તારૂં બિજું અજ્ઞાતાપણું ન રહી તારા સર્વ ઇંદ્રિયોનો જે તું તેજ મારા તત્વવિજ્ઞાન સુધ્ધાં તથા મારા રૂપ ગુણ કર્મ સુધ્ધાં મારો ભાવ તથા હું છૌં એવું તારૂં બિજું તુંપણું ન હોઇને તેજ ઠેકાણે મારૂં અસ્તિત્વ હોજો આ પ્રમાણે હ્રદયસ્થ ઇશ્વિર જે તેણે તેજ હ્રદયસ્થ ઇશ્વિરને એટલે તેમ પકડી જે હું હું કલ્પનારો તથા પોતપોતાને નજાણનારો જે બ્રહ્મદેવના શરીર માહેલો અજ્ઞાતા જીવાત્મા તે અજ્ઞાતા જીવાત્માને અષ્ટધા પ્રકૃતિ થકે છોડવી તથા તે અજ્ઞાતા જીવાત્માનો અત્યંત અભાવ કરી તેના પરમાર્થ સંકલ્પના બીજા સંકલ્પો જે શત્રૂ તેઓને નિર્વિકલ્પ સ્થિતિમાં નહીંસાજ કર્યા એ મૂળે પરમાર્થ સંકલ્પોની પણ નિર્વિકલ્પતા થૈ ને અ અનેક, તથા અ એક એવી શાંત સ્થિતિની સમ બુધ્ધિ એટલે સમાધિ રહી તેજ નિ-

સાકાર પરબ્રહ્મ સ્વરૂપ છે તથા તે ખંડ પ્રકાશ નથી એવું અ-
ખંડ પ્રકાશ છે અને તે અગ્નિ ઉદકના સંયોગ થકે ચલન ઊ
ત્પન્ન થાય છે તેવું જે ન હોનારા જડ શરીરને ચેતના આપ-
નારૂં અત્યંત અભાવરૂપ ચૈતન્ય છે તેવું તે સ્વરૂપ નથી
તે તો જ્ઞાનરૂપ ભાવ ચૈતન્ય છે તથા દુઃખના અભાવે કરી આ-
નંદ થાય છે તેવું તે સ્વરૂપ નથી તે તો શ્વાસ ઉશ્વાસની મધ્ય
સંધીમાં આનંદ રૂપજ છે આ પ્રમાણે સ્વરૂપ, પ્રકાશ, ચૈતન્ય,
આનંદ આ ચારે સાંપ્રદાયોનો બોધરૂપજ બ્રહ્મદેવના શરીર
મહિલા અજ્ઞાતાને નસાડી પોતે થયો અને ફરી શામ સુંદર
કમલનયન રૂપે કરી તેની સ્થિતિનો તેને બોધ કહેવા લાગ્યો તે
તેને એવો લાગ્યો કે આ મારો અનુભવજ છે તેથી બ્રહ્મ-
દેવ લક્ષ લગાડી સાંભળે છે અને તે આગળના શ્લોક થકે
ચતુઃશ્લોકી ભાગવત કહે છે,

**अहमेवासमेवाग्रेनान्यद्यत्सदसत्परम्**
**पश्चादहंयदेतच्चयोवाशिष्येतसोस्म्यहं**

૩ એ બ્રહ્મદેવ "સદસત્પરમ્" "યત્ અજ્ઞાતા અજ્ઞાન
તન્નાશકજ્ઞાનસ્ય અગ્રે, અહમેવ આસં અન્યત્ નાસમેવ"એ
ટલે જ્ઞેય તથા તેનું જ્ઞાન તથા તેનો જ્ઞાતા એ ત્રિપુટીના
અંતરમાં રહી જે પોતાનો અસ્તિત્વભાવ કેવોછે એ જાણતો
નથી તેજ અજ્ઞાતાજીવ છે તેજ જ્ઞેય, જ્ઞાન, જ્ઞાતા, એવા એ-

કે ઈશ્વર પદાર્થના ત્રણ ભેદ કલ્પે છે તે તેના અભાવરૂપી અજ્ઞાતાપણાની કલ્પના છે તેજ અજ્ઞાતાપણાની ત્રિપુટીરૂપ કલ્પનાથી કલ્પના કરેછે કે એ ત્રિપુટીરૂપ કલ્પનાનો હમેશાં અભાવ થાય છે તસ્માત્ એ જ્ઞેય જ્ઞાન, જ્ઞાતારૂપી ત્રિપુટી અભાવછે એ મૂળે અસત છે તથા એ થકે વિલક્ષણ જે નિર્વિકલ્પ સ્થિતિ તેનો સર્વ ઠેકાણે ભાવછે તેથી તે સત છે એવી સત અસત કલ્પના કરેછે પણ એ બ્રહ્મદેવ "સદસત્પરંયત્" એટલે સત અસત કલ્પનાથી પર જે તેજ સત અસત કલ્પના કરનારો અત્યંત અભાવરૂપી અજ્ઞાતાછે તે અજ્ઞાતાના અભાવરૂપને અભાવજ છે એવું જે સદ્ગુરૂના શબ્દ થકે ઊત્પન્ન થયેલા જ્ઞાન થકે થાયછે તે જ્ઞાનના પણ અગ્રભાગે એટલે પેહેલે અને પેહેલે એટલે તે જ્ઞાનનો અંત હતો ત્યારે તેથીજ જ્ઞાનનો અંત થશે ત્યારે તેથીજ જ્ઞાનના અંતરૂપી અભાવ રૂપ ભ્રમરૂપી ઉત્પતિમાં પણ એટલે જ્ઞાનના અગ્ર ભાગે એટલે જ્ઞાનના પેહેલો જે તેજ છે તેજ "અહમેવઆસં" એટલે હું, અ અનેક, તથા અ એક, આ પ્રકારનો નિરાકાર પરમાત્મા પરબ્રહ્મ શદ્ગુરૂ છીં એજ પ્રમાણે વેદ શ્રુતી પણ છે કે "યોવેદાદૌસ્વરઃ પ્રોક્તો વેદાંતેચ પ્રતિષ્ઠિતા તસ્ય પ્રકૃતિલીનસ્ય યઃ પરઃ સ મહેશ્વરઃ" આ નારાયણઉપનિષદ શ્રુતી પ્રમાણે જ્ઞાનના આદિ, અંત, મધ્યે, મહેશ્વર એટલે નિરાકાર પરમેશ્વરછે તેજ હું છી. "અન્યતૂનાસમેવ એટલે

તે હું બીજો જીવ ઇશ્વિરરૂપી એક તથા અનેક થયો એવું નથી "પશ્ચાતઅહં યદેતચ્ચ" અને યત, એટલે જે, એતત એટલે એ અત્યંત અભાવરૂપ અજ્ઞાતાને અહંતા ધરવાને-આધારભૂત ભ્રમ ભાસરૂપ પ્રકૃતિ પુરૂષરૂપી અભાવનો અભાવે માનેલો ભાવ તે રજ્જૂને સર્પ ભ્રમ નથી પણ રજ્જૂની અસ્તિત્વ સત્તાજ ભ્રમિષ્ટનો સર્પ ભ્રમ છે તેવો હું જે નિરાકાર તે મને એટલે, જેમ, રજ્જૂના ઠેકાણે, સર્પનો અભાવ હોઇને, ભ્રમથી માનેલો, અભાવ સર્પનો રજ્જૂ સ્થાનકે ભાવ, તેવો મારા સ્થાનકે અહંતા ધરનારા જીવ ઇશ્વિરોનો અભાવ છતાં પણ, અભાવનો માનેલો, હું એક છીં, એ વિષમરૂપી અહંતા ભાવછે, "પશ્ચાત્ અહં" તે હું એક છીં એ જીવોના તથા ઇશ્વિરના અહંતા ભાવોનાં પછવાડેથી એટલે પેહેલેજ તે ઠેકાણે મારી સત્તાછે એટલે સર્પભ્રમમાં રજ્જૂની અસ્તિત્વ સત્તા તેવી મારી અસ્તિત્વ સત્તાછે એ સારૂ "યાવશિષ્યે તસોસ્મ્યહમ્" એટલે સર્પભ્રમના આદિ મધ્યે જેમ સત્ય રજ્જૂ હતી તેજ સર્પભ્રમ જવા પછી છે તેમજ હું એક છુંજ આ પ્રકારનો અહંતા ધરનારાના અભાવરૂપ અજ્ઞાતાના ભ્રમરૂપ અસ્તિત્વના આદિ મધ્યે હતો તેજ ભ્રમરૂપ અજ્ઞાતાના બોલવાની તથા કલ્પના કરવાની અહંતામાં અજ્ઞાને કરી સત્યજ છીં એમ માનવાની અહંતાનો નાશ થવા પછી "અવશિષ્યેત" એટલે રહું છીં "યઃ" એટલે જે "સોસ્મ્યહ

મ" એટલે તેજ હું છું તે હું તારો જે પ્રકૃતિપુરૂષના આ-
ધારે કરી અજ્ઞાતારૂપી તુંપણાનો અભાવ છતાં ભાસ થાય છે, તેનો આધાર હું નથી તથા તારો અભાવરૂપી ભાવ પણ હુ નથી હું તો હુંપણાનો સંકલ્પ પણ ન છતાં, અઅનેક તથા અએક, આ પ્રકારનો સહજ શાંત નિરાકાર નિર્વિકલ્પ-દ્વૈત શુન્ય છું.

ऋतेर्थंयत्प्रतीयेतनप्रतीयेतचात्मनि
तद्विद्यादात्मनोमायांयथाभासोयथात
मः४

૪ અને "ઋતે અર્થ યત્પ્રતીયેત" એટલે તને તારૂં તુંપણું નિરર્થક દિસે છે એટલે કેવો છું એ અર્થની પ્રતીતિ વગર દિસે છે તથા તે વિશ્વરૂપ થયેલો જે શરીર રૂપી પ્રકૃતિપુરૂષ તેના આધારે કરી તેના જ્ઞાનના તત્વ નિશ્ચયરૂપીઅર્થ વગર દિસે છે "ન પ્રતીયેતચાત્મનિ" તથા મારા નિર્વિકલ્પ પરબ્રહ્મ સ્વરૂપના સ્થાનકે તમારા હું ફલાણો છું એ અર્થ વગર હુંપણાના દેખાવનો અત્યંત અભાવ હોવા મૂળે તેનો મને કોઈ કાળે વિચારપણ નથી. "આત્મનો માયામ્, તતવિદ્યાત્" એવા પ્રકારનો જે તમારા નાસ્તિત્વનો તમોને હુંપણરૂપી અસ્તિત્વ દેખાવ તેજ અજ્ઞાનરૂપી મારી માયાછે એ-

ટલે મારા અસ્તિત્વનો નાસ્તિત્વભાવ ઉભો કરનારી છે એમ સમજી માયાથી પર રહેવું એટલે તમારા હમોપણાથી તમે છુટવું એટલે માયાથી છુટયા એમ થયું કેમકે તમારૂં જે અમોપણું તેજ મારી માયા છે તે વિચાર કાળે મૂળેજ નહોઇને અવિચારકાળે તમારા હું એક છો આ નિશ્ચયરૂપે કરી એટલે વિભ્રમ બુધ્ધિના રૂપે કરી છે તે "યથા ભાસઃ" જેમ રજ્જૂને સર્પભાસ ન હોઇને બીજાને છે તેવી, અ અનેક તથા અ એક, એવા મારા રજ્જૂસ્થાનાપન્ન અચલ અસ્તિત્વને ખબર પણ ન છતાં તેજ સ્થાનકે તમોને હું છો કરીને ભાસરૂપ માયા છે "યથા તમઃ" પણ તે મનુષ્યનું તમ એટલે અંધારૂં ઘુડને નથી તથા ઘુડનું તમ એટલે અંધારૂં મનુષ્યને નથી એ મૂળે અંધારૂં મૂળેજ નથી તેવી તમારી હું એક છોં એ રૂપે કરી ભાસરૂપ માયા કે જે અજ્ઞાનરૂપ હોવા મૂળે જાણવાના અર્થ વગર છે તે મને નથી તે એમકે સૂર્યને તમરૂપીગોલ, મનુષ્ય દ્રષ્ટિને આડો આવવા મૂળે ગ્રહણ લાગ્યું કરીને માણસો કહે છે તે સૂર્યનાજ પ્રકાશે કરી મનુષ્યને દેખાતું છતાં સૂર્યને ગ્રહણ શું છે એ ખબર પણ નથી તેવી તમારી અત્યંત અભાવરૂપી અજ્ઞાતારૂપ હું એક છોં એ રૂપે કરી હોનારી માયા તમોને છે તેવી મને નથી તથા મને ખબર પણ નથીં એવી તમુને છે એ મૂળે તે તમારી હું એક છોં એવી ભ્રમરૂપી માયામાં હું, અ અનેક અ એક, પરબ્રહ્મ શી-

રીતે નથી અને તે તમારી હુ એક છું એવી માયા મારે ઠેકાણે શી રીતે નથી એવું ફરી જાણવા ઇચ્છેછે તો સાંભળ.

**यथामहांतिभूतानिभूतेपुच्चावचेष्यनु प्रविष्टान्यप्रविष्टानितथातेषुनतेष्वहम्॥**

૫ એ બ્રહ્મદેવ "યથા મહાંતિ ભૂતાનિ" એટલે જેમ પંચ મહાભૂતો 'ઊંચ્ચનિચભૂતેષુ અનુપ્રવિષ્ટાનિ" એટલે મનુષ્યરૂપી ઊંચપ્રકૃતિભૂતોમાં તથા તિર્યક્ પશ્વાદિક નીચપ્રકૃતિભૂતોમાં નિમિત્ત કારણરૂપ જે અજ્ઞાતા જીવ કે જે કારણરૂપ પંચ મહાભૂતોને જુદા જુદા માને છે તથા તત્કાર્યરૂપ નીચ ઉંચ શરીર પ્રકૃતિ છે એવુ માને છે તે એવું કે જેમ નિમિત્ત કારણ સોની ઘરેણાની કલ્પનામાં સોનાનો પ્રવેશ માનેછે તેવો નિમિત્ત કારણ અજ્ઞાતા જીવાત્મા ઊંચ નીચ શરીર પ્રકૃતિની કલ્પના કરી તેમાં પંચમહાભૂતોનો પ્રવેશ છે એમ માનેછે પણ "અપ્રવિષ્ટાનિ" ઉપાદાન કારણ સોનામા ઘરેણાની કલ્પનાનો અભાવ છે એ મૂજે પ્રવેશ સંભવ નથી, તેમજ નિમિત્તકારણ અજ્ઞાતાની, ઊંચ નિચ શરીર ભૂતકલ્પના ઊપાદાન કારણરૂપી પંચમહાભૂતોને નથી, એ મૂજે નિમિત્ત કારણ અજ્ઞાતાની ઊંચ નીચ શરીરભૂત કલ્પનાનો, કારણરૂપી પંચમહાભૂતોમાં પ્રવેશ સંભવ વાકયાર્થ મા-

અછે સત્યાર્થ સંભવ નથી તેજ પ્રમાણે હું છોં એ કલ્પના અજ્ઞાતારૂપી નિમિત્ત કારણ રૂપ અત્યંત અભાવરૂપ જીવે પકડીછે એ મૂળે તે કલ્પના પકડનારાના તથા કલ્પનાના સ્થાનકે એટલે અત્યંત અભાવરૂપ માયાના સ્થાનકે મારો હું પણાતિત નિર્વિકલ્પ નિરાકાર અસ્તિત્વ ભાવ છે પણ તે મારા હું પણાતિત નિરાકાર અસ્તિત્વભાવમાં હું પણ રૂપી માયાનો પ્રવેશ નથી કેમકે હું નિરાકાર, અ અનેક અ એક છોં તેમાં માયારૂપી તમારો મિથ્યા હું પણ રૂપ એક અનેક છોં એ ભાવ શુન્ય એટલે નથીજ એવો છે તેથી તેનો મારા અ અનેક અ એક સ્થાનકે પ્રવેશ નથી પણ હું તમારા હું એક છોં એપણાના સ્થાનકે તમારૂં હું એકપણું અત્યંત અભાવ છતાં એટલે મૂળેજ ન છતાં તે ઠેકાણે મારો અસ્તિત્વ ભાવ છે પણ મારા, અ અનેક અ એક અસ્તિત્વભાવમાં માયારૂપી એટલે મિથ્યારૂપી જીવ ઇશ્વરના નાસ્તિત્વના એક છોંજ એવા અનેક રૂપી અસ્તિત્વ કલ્પનાનો અત્યંત અભાવછે. એ મૂળે પ્રવેશ નથી.

एतावदेवविज्ञास्यंतत्वजिज्ञासुनात्मनः अन्वयव्यातिरेकाभ्यांयत्स्यात्सर्वत्रस-वेदा ॥६॥

૬ આ પ્રમાણે "તત્વજિજ્ઞાસુના" પરબ્રહ્મતત્વ જાણવાને ઇચ્છિનારાએ "સર્વત્ર સર્વદાયત્સ્યાત્" સર્વ ઠેકાણે સર્વત્ર પરિપૂર્ણ હોનારા મારા "આત્મનઃ" એટલે પરબ્રહ્મ પરમાત્મ સ્વરૂપને "અન્વય વ્યતિરેકાભ્યાં એતાવદેવવિજ્ઞાસ્ય" અન્વય વ્યતિરેક કરી ઉપરના ત્રીજા ચોથા પાંચમા શ્લોકમાં કહેવા પ્રમાણે અનુભવવું તે એવું કે કોઈ વખતે સ્વપ્ન શરીરમાં જાગ્રતિના સરીરનું સ્મરણ રહી સ્વપ્ન શરીરના સર્વ ભોગ ભોગવીએ છીએ પણ તે ભોગ સુખ દુઃખ રૂપ છતાં પણ જાગૃતિના શરીરનું જ્ઞાન સ્વપ્નમાં સુખ દુઃખ ભોગવતી વખતે હોવા મૂળે ભોગવનારાને સુખ દુઃખ સમાનજ લાગેછે કેમકે સ્વપ્નના શરીરને કાંઇપણ થયું તોયપણ જાગૃત શરીરને કાંઇજ થવાનું નહી એ પક્કો નિશ્ચયછે એ મૂળે જાગૃતશરીરનું સ્વપ્નશરીરમાં સ્મરણ એજ અન્વય જ્ઞાનછે તે અન્વય જ્ઞાનથી સ્વપ્ન સૃષ્ટિમાંહિલું સ્વપ્નશરીરમાં સુખદુઃખ સમાન લાગે છે તથા સ્વપ્ન શરીરનો નાશ થૈ જાગૃત થવું એજ વ્યતિરેક જ્ઞાન છે તે વ્યતિરેક જ્ઞાનમાં તો સ્વપ્ન સૃષ્ટિ તથા સ્વપ્નશરીરજ નથી પછી સુખ દુઃખ શાનું? તથા તે સમાન કેનાં? તે કાંઇજ નથી તેજ પ્રમાણે હું હું કહેનારા અજ્ઞાતાના હું હું કહેવાને કાળે હું અજ્ઞાતા છોં એ અમસ્તો મિથ્યાભ્રમછે તે હુંપણાતિત પરબ્રહ્મના સ્થાનકે ત્રિકાળમાં પણ નથી

એવું સ્મરણ કરીને ધન પેટીમાં રાખવા પ્રમાણે સર્વ વ્યવહારમાં તે સ્મરણ છુપું રાખવું તથા સ્વશરીર સુધ્ધાં સર્વ સૃષ્ટિ એજ વિશ્વરૂપી પ્રકૃતિ રૂપ છે તે પ્રકૃતિ રૂપી શરીરને હ્રદયસ્થ રૂપે કરી ચેતના આપી તેમાંથી અષ્ટાંગ યોગનું છઠું અંગ જે ધ્યાન તે ધ્યાનરૂપી યોગાંગના સાધનને અર્થે પ્રતિમાની તરફ લક્ષ્ય આપવાના અભ્યાસથી મનમાં રામ કૃષ્ણ દેવી ગજાનન વિગેરે અવતારરૂપી હિરંણ્યગર્ભ પ્રકૃતિ ઉભી કરવી તથા પોતાના પુરૂષ રૂપ તરફ લક્ષ્ય ન આપવાની અવિદ્યાપ્રકૃતિ ઊંભી કરવી તથા પોતાના પુરૂષ સ્વરૂપ તરફ લક્ષ્ય લગાડવાની વિદ્યા પ્રકૃતિ ઉભી કરવી તથા મારાજ આધારે કરી એપ્રકૃતિ છે તથા સર્વ પ્રકૃતિજ મારૂં પુરૂષ રૂપ છે એમ રહેવું એજ અન્વય જ્ઞાન છે તથા પ્રકૃતિ પુરૂષ રૂપ એ અજ્ઞાતા નથીજ એવો થૈ ગયા પછી તેની અન્વયજ્ઞાન માહેલી શરીરરૂપી જડ ઉપાધી હતી તે જે જે હું પણું કલ્પનારો અજ્ઞાતા ન છતાં જે નિરાકાર પરબ્રહ્મ સ્વરૂપે કરી રહેવું થાયછે એજ વ્યતિરેક જ્ઞાન છે આ પ્રમાણે અન્વય વ્યતિરેક જ્ઞાનનો અનુભવ લૈ વ્યવહારમાં દ્રઢ નિશ્ચય રાખવો આ પ્રમાણે ચતુઃશ્લોકી ભાગવતના ચાર શ્લોક કહીને પછી બ્રહ્મદેવને કહ્યું કે મુખ્ય અનુભવથી દ્રઢ નિશ્ચય રાખવો જોઇએ.

एतन्मतंसमातिष्टपरमेणसमाधिना

भवान्कल्पविकल्पेषुनविमुह्यतिकर्हिचित् ॥७

૭ કેમકે નિશ્ચય એજ બુધ્ધિછે તેજ, અ અનેક તથા અ એક, એવી સ્વસ્વરૂપ સ્થિતિની હુંપણાના એકપણાની વિષમતા રહિત નિશ્ચય વૃતિ એટલે બુધ્ધિ હોવી એજ સમબુધ્ધિ એટલે સમાધિ છે તથા તે વ્યવહારમાં હું હું કહેતા છતાં પણ અજ્ઞાતા નથીં એ મૂળે તેનું હું કેહેવું પણ નથી એવી વ્યવહાર કાળમાં તેજ, અ અનેક અ એક, બુધ્ધિ એટલે નિશ્ચય વૃત્તિ હોવી એજ પરમ સમાધિ છે, વાસ્તે "પરમેણ સમાધિના એતન્મતંસમાતિ૦ટ" એવા પરમ સમાધિના અન્વ-યવ્ય તિરેક જ્ઞાનના મતથી તું રેહે કેમકે "ભવાન્ કલ્પવિકલ્પેષુ એવા આપણે રેહેશું તો કલ્પ વિકલ્પના યોગે કરી એટલે અનેક પ્રકારના હું એક છીં એ સંકલ્પના તથા વિષયો છે એ વિકલ્પના યોગે કરી "નવિમુહ્યતિ કર્હિચિત" એટલે હું એક છુંજ તથા વિષયો છેજ એવું અજ્ઞાન જે તે વંધ્યાસુતવત નથીજ એ મૂળે તેના હું એક છુંજ તથા વિષયો છેજ એવા પ્રકારની સર્વ કલ્પના થતી છતાં પણ કપડાનો સર્પ કરી જોનારાને તે સર્પનો સર્પ ભય નથી તે પ્રમાણે તે અસ્તિત્વ રહિત સંકલ્પ વિકલ્પો છે એમ સમજવા મૂળે તેઓના મોહથી આ-

પણું ક્યારે પણ વિટાયું નેં જન્મ મરણમાં પડવાના નહીં પણ સર્વકાળ નિત્ય મુક્તજ રહીશું.

# इतिश्री विष्णुबावा ब्रह्मचारि व्याख्यातं चतुःश्लोकी श्रीमद्भागवतं समाप्तम्.

—— ❖ ——

# જાહેર ખબર*

સત્ પુરૂષ વિષ્ણુબાવા બ્રહ્મચારીનાં રચેલાં, વેદોક્ત ધર્મ પ્રકાશ, વીગેરે પુસ્તકો મળતાં નથી. સબબ આ સત્પુરૂષનો વેદોક્ત ધર્મ પ્રકાશ બ્રિજ ભાષામાં વિસ્તારથી થયલો છે ને તેમાં સુખદાયક રાજ્યપ્રકરણ અને સહજ સ્થિતિ નિબંધનો સમાવેશ કરેલો છે. તે પ્રમાણે સરળ અને શુદ્ધ ગૂજરાતિ ભાષામાં અનુભવી પુરૂષના હાથથી તૈયાર થાય તો વાંચનારાઓને મોટું લાભકારક થઈ પડે અને ધર્મની બાબતમાં એવા પુસ્તકની ઘણી જરૂર છે. પરંતુ એ કામ શ્રમ અને મૂલમાં ભારી માટે ૫૦૦ પ્રતના ગ્રહાકો મળી આવે તોજ તે બાબતનો આરંભ કરાવવાનો વિચાર છે. માટે જેટલી પ્રત લેવી હોય તેટલીને માટે જીજ્ઞાસુઓ પોતાના નામ ઠામની સૂચના કરશે તો અમે ઉપકાર માનીશું. આ પુસ્તકની દર પ્રતની કીંમત પાંચ રૂપીઆ પડશે.

એ મહાત્માનો રચેલો ભાવાર્થ સિંધુ ગ્રંથ મરાઠીમાં છે તેનું ગૂજરાતી ભાષાંતર કરાવવા માંડ્યું છે. તેના અગાઉથી થનાર ગ્રાહકને આઠ આના અને પાછળથી થનારને દસ આના કીમત પડશે.

**મણીભાઈ હરલાલ મેહેતા**

મુંબાઈ કાલબાદેવીના રસ્તાપર

નારાયણ દાભોલકરની વાડીમાં